# સ્વરાજ્ય ગરબાવળી.


રચનાર

શ્રી ચતુરલાલ પંડ્યા.



સં ૧૯૭૯ | આવૃત્તિ પહેલી

ઈ સ ૧૯૨૩ | પ્રત ૨૦૦૦





કિંમત [illegible] આનો

પ્રકાશક

વિજય સાહિત્ય મંદિર

[illegible]–સુરત [illegible].

૧૮૮-૯

# વીરાંગના

(શ્રી શિવાજીના સમયની દેશાભિમાનથી ઉછળતી કથા)

આ પુસ્તક તમારે જરૂર વાંચવું જોઈએ | કિંમત માત્ર ૮ આના હોય તે અતિ સિક છે

## અમારાં નવાં પુસ્તકો.

—(૦)—

**પતિભક્ત એનિટા** ( છપાય છે )
ઇટલીના ઉદ્ધારક ગેરીબાલ્ડીની પતિભક્ત પત્નીની દિલ ઉશ્કેરનારી કથા

૨ **સંકટે શક્તિપુર** ( છપાય છે )
બ્રહ્મચર્યનો મહિમા દાખવનારી સુંદર વાર્તા

આ ચોપડી દેશી મિત્ર પ્રેસ–લીમડાચોક, સુરતમાં **મગનલાલ વનમાળીદાસે** છાપી અને વિજય સાહિત્ય મંદિર, નડીઆદ માટે **અતિસુખરામ** શિ. મહેતાએ પ્રસિદ્ધ કરી.

# અનુક્રમણિકા


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧. | નવ પ્રતિજ્ઞા... . ... | ૫ |
| ૨. | રાષ્ટ્રધ્વજ . .. | ૭ |
| ૩. | પ્રતાપ અને ભામાશા . . .. | ૯ |
| ૪. | આશામંદિર .. ... | ૧૧ |
| ૫. | રક્ષાબંધન ... . | ૧૩ |
| ૬. | સ્વદેશીવ્રત .. . ... | ૧૫ |
| ૭. | રણહાક . .. . .. | ૧૬ |
| ૮. | અસહકારના મહિના. ... | ૧૭ |
| ૯. | ગરવી ગુજરાતને ગજાવરીએ . ... | ૧૯ |
| ૧૦. | સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે .. | ૨૧ |
| ૧૧ | સાચી સ્વદેશસેવા... .. | ૨૩ |
| ૧૨. | પ્રતિજ્ઞાપાલન . . ... | ૨૯ |

## અમારા એજંટો

મુંબઇ.

૧ શ્રી મણિલાલ કેશવજી શાહ
C/o કચ્છી અઠવાડિક ઓફીસ
નં. ૨૦૯-૨૧૩, સેમ્યુઅલ સ્ટ્રીટ

૨ વર્ધમાન એન્ડ સન્સ
ઠે પાયધુની ટ્રામ જંકશન.

સુરત.

૧. નવયુગ પ્રકાશન મંદિર
લીમડાચોક.

૨. ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦, કેળાપીઠ

વડોદરા.

૧. મગનલાલ મોહનલાલ
લહેરીપરા

ગામેગામ એજંટો જોઇએ છે
સંતો મંગાવો

# સ્વરાજ્ય ગરબાવળી.

## નવ પ્રતિજ્ઞા.

( રાગ—પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે )

ચાલો સહીયરો ' સ્વરાજ્યમંત્રને સાધીએ રે,
ભણીએ સ્વતંત્રતાના ગાંધીજીના પાઠ,
લઇએ એવી પ્રતિજ્ઞા નવરાત્રિના દિનમાં રે—ટેક

સાખી

પ્રથમ પ્રતિજ્ઞા રેંટીયો, દુઃખ ઉદ્ધારક દેવ,
કાંતી હિંદ જીવાડીએ, પ્રીતે કરીએ સેવ,
સુંદર સુતર કાંતી ગૃહ—મંદિર શોભાવીએ રે,
જેના તારે દીસતો, ભારતનો ઉદ્ધાર—લઇએ. ૧

સાખી

સ્વરાજ્ય સુતર તાંતણે, ખાદી દેશનું નૂર,
દેશ સ્વતંત્રતા જો ચહો, (તો) વણીએ ખાદી જરૂર,
ધરીએ ખાદી અંગે, આર્ય નામ દિપાવીએ રે,
ટાળી ફેશનને, વિદેશી પરના મોહ—લઇએ ૨

સાખી

ત્યાગી વિદેશી વસ્તુને, ત્યાગી વિદેશી વસ્ત્ર,
સમહ કાદ ન કીજીએ, લઇએ સ્વદેશી વ્રત,
કરીએ ત્યાગ વિદેશી, ત્રિજ્મ પ્રતિજ્ઞા લીજીએ રે,
જેથી સુખીઓ થાયે, આર્ય તણો સંસાર—લઇએ. ૩

સાખી

આત્મોન્નતિને આદરી, રહી વ્યસનથી દૂર,
કુબાદ વ્યસનથી ભારતી, પરતંત્રતાનુ પૂર;

રહેવા વ્યસનથી દૂર, સદા સંભાળીએ રે,
કરીએ લોકસેવાની શ્રુતિનો અભ્યાસ–લઇએ. ૪

સાખી

હિંદુ મુસલમીન એકતા, ધરી પરસ્પર પ્રીત;–
સ્નેહે હિંદને જગવીએ, પઢાવી પ્રેમની રીત,
પઢાવી દિવ્ય સ્નેહને, સ્નેહામૃત રેલાવીએ રે,
જગાવી કર્મ માર્ગથી દેશોદ્ધારક મંત્ર–લઇએ. ૫

સાખી

ધીરજ શીલતા ને વળી, કદિ ન કરીએ ક્રોધ,
શાંતિપાઠ સદા પઢી, ગજવીએ ત્રિલોક,
વસાવી સત્ય ગુણોને, અહિંસા વ્રત ઉજાવીએ રે,
ઉજાળી ઉજ્વળતાથી, આત્માનો પ્રકાશ–લઇએ. ૬

સાખી.

શીયળવ્રતની સાડી સજી, કરીએ પતિની સેવ,
કટુ વચન નવ ભાખીએ, રીઝે દેવાધિદેવ,
પતિના પૂજન થકી તો, જગલ્હાવો લેવાય છે રે,
જેના અહોનિશ ગુણો, બ્રહ્માદિક પણ ગાય–લઇએ. ૭

સાખી

લોકસેવામા મચી રહી, હરીએ દીનના દુઃખ,
ધર્મ આપણો જાણીને, હણીએ ભારત ભૂખ;
ગયેલી હિંદ આબાદી, સ્વાધીનતાને લાવીએ રે,
શીખવીએ પુત્ર–પુત્રીને, દેશ સેવાના પાઠ–લઇએ. ૮



## રાષ્ટ્રધ્વજ.

( રાગ—સાબરમતીથી સૈન્ય નીસર્યું રે )

હાક પડી મધ્યપ્રાતથી રે, જમનાલાલ સરદાર,
નાગપુર રણથંભ રોપીયો, ખૂબ ભડકી સરકાર રે,
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા. ૧

ફરક્યા ભારતના વાવટા રે, નવ દેખી ખમાય,
સિવિલ લાઇનમા લઈ જતા, રોક્યા સરઘસ ચીડાઇ રે,
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા. ૨

સુણી હુકમ સરકારનો રે, કીધો સવિનય ભંગ,
શેઠે સત્યાગ્રહ આદર્યો, નાગપુર રણજંગ રે,
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા. ૩

વાગી વીરહાક રણયુદ્ધની રે, થાઓ વીરા તૈયાર,
લાજ માતાની લૂટાય છે, સજી શાંતિ હથિયાર રે;
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા. ૪

હાક સુણીને વીર જાગીયા રે, સજ્યા અંગ હથિયાર,
ખાદીના બખ્તર પહેરીને, શાંતિ અહિંસા તલવાર રે,
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા. ૫

ગ્રહી સ્વતંત્રતાનો વાવટો રે, ચાલ્યા નાગપુર જંગ,
વન્દે માતરમના પોકારથી, ધ્રુજી ઉઠ્યા નવખંડ;
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા. ૬

સૈન્ય ગુજરાતથી નીસર્યું રે, મોહનલાલ સરદાર,
પડઘાએ ખેડા જગાવીયુ, સાથે હસા દરબાર રે;
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા. ૭

રવિ ભાનુ ધર્મયુદ્ધના રે, મળ્યા ઠેગ ઠેર માન,
તલાટી ગોકુલદાસ ઘૂમતા, કરવા જાન કુરબાન રે,
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા ૮
નાગપુર જગે સૈન્ય પહોચતા રે, ઉલટયા જોવાને લોક,
ગોપાળદાસ, ભક્તિબા સાથમા, જાણે ડોલ્યા ચૌદ લોક રે,
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા. ૯
કેમ્પ સત્યાગ્રહ જમાવીઓરે, તેથી ધ્રુજી સરકાર,
ચેરો અચાનક ઘાલીયો, કીધા સૌને ગીરફતાર રે,
રાષ્ટ્રીય ધ્વજને રક્ષવા ૧૦



# પ્રતાપ અને ભામાશા.

( રાગ—પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે. )

ભામાશા—

ઉભા રહોને સ્વામી, અમને મેલી ક્યાં જશો રે!
રડતાં દુ:ખી હૃદયે, મેવાડનાં બાળ,
તમને શોભે નહિ, રાણાજી! જાવું દેશથી રે ૧

પ્રતાપ—

મુજને જાવા દો ભામાશા! અશ્રુ રોકો નહિ રે,
મારે શિરે ચોટયું, મેવાડનું પાપ,
જગમાં જીવીને ભામાશા! હું તો શું કરૂં રે? ૨

ભામાશા—

રાણા આપ જવાથી, કોણ મારૂં ઉગારશે રે?
દીન પ્રજા કેરી, કોણ કરે સંભાળ?
તમને શોભે નહિ, રાણાજી! જાવું દેશથી રે. ૩

પ્રતાપ—

વહાલી જન્મ ભૂમિની બેડી, તોડી ના શક્યો રે,
પ્યારી સ્વતંત્રતા લૂટાઇ પરાયે હાથ,
જગમાં જીવીને ભામાશા! હું તો શું કરૂં રે? ૪

ભામાશા—

રાણા! નિરાશા એ અધોગતિ નિશાન છે રે,
નવ પાછા હઠવું કરતાં દેશ કલ્યાણ,
તમને શોભે નહિ રાણાજી! જાવું દેશથી રે. ૫

પ્રતાપ—

ઝૂઝ્યો દેશને કાજે, અર્પી તન ધન પ્રાણને રે,
ઝૂઝ્યો રણ સંગ્રામે, ભાળી નહિ કંઇ આશ,
જગમાં જીવીને ભામાશા! હું તો શું કરૂં રે? ૬

ભામાશા—

સાચા ક્ષત્રિય વીરોનો ધર્મ, રાણાજી ! એજ છે રે,
વરવા દેશ સ્વાધીનતા, દેવુ નિજ બલિદાન.
તમને શોભે નહિ, રાણાજી ! જાવુ દેશથી રે. ૭

પ્રતાપ—

સાચો ધર્મ પિછાણી, અકબરને નમ્યો નહિ રે,
કીધા ટેકને કાજે, દેશને પ્રાણ કુરબાન.
જગમા જીવીને ભામાશા ! હુ તો શુ કરૂં રે ? ૮

ભામાશા—

રાણા ! રણગીત નાદો, પ્રતાપના ગવાય છે રે,
વાગે વિજય ધ્વજાના વાદ્યો રણઝણકાર.
તમને શોભે નહિ રાણાજી ! જાવુ દેશથી રે ૯

પ્રતાપ—

જેણે જન્મભૂમિની, સાચી સેવા ના કરી રે,
એનો આ અવનિમા ધિક્ પડયો અવતાર.
જગમા જીવીને ભામાશા ! હુ તો શુ કરૂં રે ? ૧૦

ભામાશા—

શૂરી સમશેરેથી, સ્વામી ! ધડ જૂદું કરો રે,
મને મારી સીખાવો વિદેશી અન્ન દાતાર,
અર્પું મિલકત મારી, સર્વસ્વ આપના ચર્ણમા રે. ૧૧

કવિ—

સુણી નિઃસ્વાર્થ વચન આ દાનેશ્વરી વીરના રે,
થયો ચૌદ લોકમા જય જયનો રણકાર.
ધન્ય ધન્ય ભામાશા ! સાચી દાસી ટેકને રે. ૧૨



# માયામંદિર.

( રાગ—આસો માસ શરદ પુનમની રાત જો. )

પ્રીતમ પ્યારા ! આ શી લાગી મોહિની ?
સેવા ધર્મને તરછોડી શું નાથ જો,
પથ તજી અવળા વગડે આથડો,
જેથી નહિં હિંદ તણો ઉદ્ધાર જો...પ્રીતમ ૧
મોહ મંદિરની માયાઓ લલચાવશે,
બોળવશે નાખીને વસમી જાળ જો,
ઘેરાયા તો બહાર પછી ના નીસરો,
જેથી નહિં હિંદ તણો ઉદ્ધાર જો...પ્રીતમ ૨
મહેલ ખુરસી બાબી ના લોભી જતા,
બાજીગરની બાજી જેવા ખેલ જો,
પ્રથમ સ્નેહ પછી વિષ હળાહળ આપતા,
જેથી નહિં હિંદ તણો ઉદ્ધાર જો...પ્રીતમ ૩
મોહ મંદિરને ઉજાળવા ઇચ્છા રાખશો ?
પણ ભરેલા અસફળતાના કૂપ જો,
ઇચ્છા સઘળી વિરામશે પળવારમા,
જેથી નહિં હિંદ તણો ઉદ્ધાર જો...પ્રીતમ ૪
ખિતાબ લોભે, નાથ ! સુખ શું પામશો ?
[illegible]-ભ્રાતોના દુઃખો વધતા જાય જો,
[illegible] પરાધીન પડી, વહાલા ! અ[illegible],
જેથી નહિં હિંદ તણો ઉદ્ધાર જો...પ્રીતમ ૫

ગાંધીજીના વચનો નહિ ઉથાપવા,
મરવું દેશને કાજે સાચો ધર્મ જો,
ધારાસભા, એ આસુરી ઝેરી દેવડી,
જેથી નહિ હિંદ તણો ઉદ્ધાર જો...પ્રીતમ ૬
જન્મભૂમિના પ્રેમને નહિ ત્યાગશો,
વીર બનીને કરવું હિંદ કલ્યાણ જો,
માયામંદિરની માયાથી અળગા થજો,
જેથી થાશે હિન્દ તણો ઉદ્ધાર જો ..પ્રીતમ ૭



૧૩

## રક્ષાબંધન.

( રાગ-હારે સખી ! મોરલી વાગીરે શ્રીકૃષ્ણની )

હારે પિયુ ! આજનો દિવસ રળીઆમણો,
રણઘેલા વીરોને સોહામણો જીરે.. આજનો ૧

હારે વહાલા ! ,રણના રણશીંગા વાગીયા,
રણગીતો જોશીલા ગવાય લાલજી રે આજનો ૨

હારે પ્રીતમ ! સોનાનો સૂરજ ઉગીયો,
વિજય ધ્વજા ભારતની ફરકાય લાલજી રે . આજનો ૩

હારે ! શૂર નાદો સૂણીને શૂર જાગીયા,
રોમે રોમે વીરત્વ સોહાય લાલજી રે આજનો ૪

હારે ! રણબીર શય્યામા આળોટતા,
વીર શય્યા રણ જગે લેખાય લાલજી રે આજનો ૫

હારે ! હયશાળામા ઘોડલા હણહણે,
સજો નિશ્ચય બળ કેરા પલાણ લાલજી રે.. આજનો ૬

હારે ! સજી બખ્તર શાંતિના બહાર નીસરો,
અસહકાર તલવાર, ધૈર્ય ઢાલ લાલજી રે .. આજનો ૭

હારે ! અહિંસાવ્રતના ધનુષ્યને ધારજો,
સત્ય-ભાથામા પ્રેમના બાણ લાલજી રે...આજનો ૮

હારે ! કર્મયોગથી વિજયાસ્ત્ર મંત્રો સાધજો,
તાકી સ્વતંત્રતાનું નિશાન લાલજી રે ..આજનો ૯

હારે ! દેશ કાજે જીવન બલિ આપજો,
જન્મભૂમિ કાજ જાન કુરબાન લાલજી રે આજનો ૧૦

હારે ! વળી કારાગ્રહ પંથે સીધાવજો,
મારા ચૂડલાનું સાર્થક ગણાય લાલજી રે આજનો ૧૧

હારે ! કદિ ભીરૂ બનીને પાછા આવશો,
તો નહિ ચાહું હેવાતન નાથ લાલજી રે... આજનો ૧૨



# સ્વદેશી-વ્રત.

(રાગ-ચાલો ચાલોને ફૂલ વીણવા સાહેલી રે ! )

આવો આવોને રાસ ખેલવા સાહેલી રે !
લઇએ સ્વદેશી વ્રતની ટેક, ધરીને વિવેક,
આવોને રાસ ખેલવા સાહેલી રે ! ટેક.

સાખી

ત્યાગી વિદેશી મોહને, ધરી સ્વદેશનો પ્યાર,
ભારત ભૂમિ જગાડવા, કાતી સુતર તાર
ધર્મ જાણીને સુતર કાતવા સાહેલી રે !
બોલે રૂમઝુમ રેંટીયો નાદ, સ્વતંત્રતાના સાદ...આવોને ૧

સાખી

લક્ષ્મી લૂંટાતી હિંદની, વિદેશમાં વહી જાય,
નૌકા ડૂબી ન્યાયની, ધર્મ ગોટીલા ખાય
દિવ્ય આત્મ શક્તિ, જગાડવા સાહેલી રે !
જાણી ગુજરાતણુની લાજ, ઘૂમોને દેશ કાજ આવોને ૨

સાખી

સ્વતંત્રતાને સ્થાપવા, માંડયો ભારત યજ્ઞ,
શાંતિ અહિંસા ટેકથી, ઘૂમજો બની નિમગ્ન
આર્યનારી જીવન દીપાવવા સાહેલી રે !
દઇએ યજ્ઞ-વેદીમાં દાન, આહુતિ નિજ પ્રાણ આવોને ૩

સાખી

જન્મ-ભૂમિ ઉદ્ધારવા, બહેની ! બનો તૈયાર,
પરદેશીના રાજ્યમાં ધિક્ ધિક્ અવતાર
ઉઠો ભારતી બંધ, છોડાવવા સાહેલી રે !
ચાલ્યા મહમદ શૌકત વીર, ગાંધી રણધીર...આવોને, ૪

## રણહાક.

( રાગ-મુરખડા શાને કરે મારૂ મારૂ )

પિયુજી ! હિંદહિત કારણે મરજો,
    પ્રાણ ગયે પાછા નવ ફરજો    પિયુજી ૧
અરે માયાવી અસુરે ફેંકી,
    બળ હિંદીઓના લીધા ખેંચી,
    જ્ઞાન શક્તિ ભારતની લીધી......પિયુજી ૨
ભોળા વિશ્વાસુ હિંદને ફસાવી,
    દુષ્ટ અસુરે સત્તા જમાવી,
    માન ચાદના લોભે લોભાવી......પિયુજી ૩
મિથ્યા મોહ ડીગ્રીઓનો ત્યાગી,
    વૃથા ગુલામી શિક્ષણની ભાગી,
    વીરહાક મોહનની વાગી.....પિયુજી ૪
મહમદ શોકત સમા વીર બળીયા,
    દાસ, નહેરૂ, પાર્વતી ઉર્મિલા,
    સત્યાગ્રહી વીર ગાંધી જડીયા......પિયુજી ૫
રણહાક સુણી સુર જાગ્યા,
    શાંતિ અસ્ત્રો સમારવા લાગ્યા,
    અહિંસાવ્રતને ધારવા લાગ્યા......પિયુજી ૬
વીરા રણમાં સુખે સીધાવો,
    આવ્યો આજે અનુપમ લ્હાવો,
    ચતુરલાલના અંતર ભાવો......પિયુજી ૭

## અસહકારના મહિના.

( રાગ—રઘુપતિ રામ હૃદેમા રે'જો રે )

મોહન ' તારી મોરલીએ જગને જગાડી રે,
મીઠી બસી ભારતમા વગાડી મોહન '
સખી ' કારતકે સદેશો આવ્યો રે,
નાગપુર સભાએ વધાવ્યો રે,
રૂડો કાર્યક્રમ ગોઠવાયો મોહન ' ૧
સખી ' માગશરે દુનિયા ડોલાવી રે,
અસહકાર આભૂષણુ સજાવી રે,
હિન્દુ મુસલીમની એકતા આણી મોહન ' ૨
સખી ' પોષે વિદેશી મોહ ત્યાગીરે,
જોયુ ભારતે નિદ્રથી જાગી રે,
શુદ્ધ ખાદીની મોહિની જાગી મોહન ' ૩.
સખી ' માહે નિશાળો છોડાવી રે,
બધ ગૂલામીના તોડાવી રે,
સાચુ રાષ્ટ્રીય જ્ઞાન રેલાવી મોહન ' ૪.
સખી ' ફાગણે ફણુગો ફુટયો રે,
મોહ માનચાહ કેરો છૂટયો રે,
સ્વતત્રતાનો એકડો ઘુટયો મોહન ૫.
સખી ' ચૈતરે ચિત્ત ચળાયુ રે,
અદાલતોનુ માન ઘટાડયુ રે,
મિથ્યા ન્યાયનુ પોલ દટાયુ મોહન ' ૬.

સખી! વૈશાખે વાયરો વાયો રે,
ધારાસભાનો મોહ છોડાવ્યો રે,
વકીલ બેરીસ્ટરનો વારો આવ્યો .મોહન! ૭.
સખી! જેઠે સ્વગજ સેના કીધી રે,
ધોળી ટોપી પ્હેરાવી દીધી રે,
સત્ય અહિંસાની પ્યાલી પીધી મોહન! ૮.
સખી! આષાડે આંસુડા લૂછ્યા રે,
હિંદીવાનોના દુઃખડા ભૂસ્યા રે,
દુષ્ટ દારૂના પાશથી છૂટ્યા મોહન! ૯.
સખી! શ્રાવણે મેહુલો ગગજ્યો રે,
ખુણે ખુણે અસહકાર પ્રસર્યો રે,
ખુબ નાણાંનો વરસાદ વરસ્યો મોહન! ૧૦.
સખી! ભાદરવે ભડકી ઉઠી રે,
દેશભક્તોને લીધા ઝકડી રે,
સત્તા સરકારની પાછી હઠી. મોહન! ૧૧.
સખી આસો સાબરમતી તીરે રે,
રૂડો મંડપ બાંધ્યો ખાદીએ રે,
મીઠા ઝરણા સ્વરાજ્યના સ્ફુરે મોહન! ૧૨.



## ૧૯

# ગરવી ગુજરાતને ગજાવીએ.

( રાગ—મારે મંદિરે પધારો યોગીરાજ )

ચાલો બ્હેની ! સ્વરાજ્યને કાજ સજી સાજ,
ગરવી ગુજરાતને ગજાવીએ. ટેક

અંગ ખાદી સજાની દિપાવીએ,
રૂડા રેંટીયાથી ગૃહને શોભાવીએ,
ભણી મોંઘા ગાંધીના સ્વાતંત્ર્ય પાઠ
ગરવી ગુજરાતને ગજાવીએ. ૧

અસહકાર દિવ્ય મંત્રને વધાવીએ,
સ્નેહી તારોથી જગને ગુંજાવીએ,
પ્રેમ ધર્મથી પઢાવી સજાવી સત્ય સાજ
ગરવી ગુજરાતને ગજાવીએ. ૨

દેશપ્રીતિ અમૃતથી ન્હવાડીએ,
મોહમાયા પરદેશીની ટાળીએં,
દુઃખ દેશીના દળી રેળાવી રણધામ
ગરવી ગુજરાતને ગજાવીએ. ૩

યજ્ઞમાં દેહબલિ હોમાવીએ,
દિવ્ય શક્તિથી દાનવો હરાવીએ,
દઈ દેશ સેવામાં સુખેથી પ્રાણદાન,
ગરવી ગુજરાતને ગજાવીએ. ૪

વીર પુત્ર પુત્રીને બનાવીએ,
દેશ સેવાના સૂત્રો સમજાવીએ,
જીવન ધર્મના સજાવી બતાવી સન્માર્ગ
ગરવી ગુજરાતને ગજાવીએ. ૫

નૂર આર્ય નારીનું બતાવીએ,
વીર ગાંધી સમા નિપજાવીએ,
સીંચી સ્નેહવારિનું સીંચન ઠામઠામ,
ગરવી ગુજરાતને ગજાવીએ. ૬



# સ્વરાજ્ય લઈ વહેલા આવજો.

(રાગ--મલ્હારરાવનો રાસડો)

ધોળી ટોપી ને સાધુનો વેશ રે ગાંધીરાજ!
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે ટેક.
સત્ય આશ્રમ સાબરમતી બાંધીયો રે,
રાખી ગરવી ગુજરાતની લાજ, ગાંધીરાજ!
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે. ૧
તપ આત્માના સેવાથી સાધીયા રે,
સેવી દેશને કાજે જેલ, ગાંધીરાજ!
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે ૨
"નવજીવન" રસ રેલાવીયો રે,
શીખવ્યા સ્વતંત્રતાના પાઠ, ગાંધીરાજ!
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે ૩
મોહ પરદેશીનો વળાવીયો રે,
ભાગ્યો ઠેર ઠેર ફેશનનો ઠાઠ, ગાંધીરાજ!
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે ૪
સુદૃઢ તારો સુતરના કઢાવીયા રે,
કીધો રેંટીયા તણો ઉદ્ધાર, ગાંધીરાજ!
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે ૫
શુદ્ધ ખાદીથી હિન્દને સજાવીયુ રે,
ધોળી ટોપી સ્વરાજ્ય નિશાન, ગાંધીરાજ!
સ્વરાજ્ય લઈ વહેલા આવજો રે ૬

દિવ્ય મંત્ર અસહકારનો ફુંકીયો રે,
સત્ય અહિંસાનું આપ્યું જ્ઞાન, ગાંધીરાજ !
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે. ૭
સ્નેહધર્મના પાઠો પઢાવીયા રે,
સાધ્યું હિંદુમુસલીમ ઐક્ય, ગાંધીરાજ !
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે. ૮
દીધી તાલીમ મરવાની દેશને રે,
સીધો દર્શાવ્યો ઉન્નતિ માર્ગ, ગાંધીરાજ !
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે. ૯
ખેડયા સંકટ અનેરા અવનવા રે,
ઘૂમ્યા હણવા ભારતની ભૂખ, ગાંધીરાજ !
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે. ૧૦
સુખ શાન્તિના સદને વિરાજજો રે,
તપ આદરજો ભારત માટ, ગાંધીરાજ !
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે. ૧૧
સ્નેહે સ્નેહાંજલિ વીર ! આપતી રે,
વરજો સુતરના તારે સ્વરાજ્ય, ગાંધીરાજ !
સ્વરાજ્ય લઇ વહેલા આવજો રે. ૧૨



# સાચી સ્વદેશસેવા.

( રાગ-તમે અજાણ્યા અમે જાણીએરે. )

સખી ! વસ્ત્ર પરદેશી ત્યાગીએ રે,
મિથ્યા મૃગજળ દેખીને ભાગીએ રે,
તજી ફેશનના રંગઢંગ, હો બહેની !
સાચી સ્વદેશસેવા સાધીએ રે સખી ! ૧

પુત્ર પુત્રીને પાઠો પઢાવીએ રે,
દેશસેવ આભુષણુ સજાવીએ રે,
દઇએ લોકસેવાનુ જ્ઞાન, હો બહેની !
સાચી સ્વદેશસેવા સાધીએ રે . સખી ! ૨

દુઃખ દેશીના બાળીને દાઝીએ રે,
કાંતી સુતર દીનને જીવાડીએ રે,
પ્રીતે ધરીએ ખાદીનો પ્યાર, હો બહેની !
સાચી સ્વદેશસેવા સાધીએ રે સખી ! ૩

આર્ય નારી જીવન દિપાવીએ રે,
વીર ગાંધી સમા નીપજાવીએ રે,
વદે 'ચતુર' જીવનનો સાર, હો બહેની !
સાચી સ્વદેશસેવા સાધીએ રે સખી ! ૪



# પ્રતિજ્ઞાપાલન.

પાળીએ પાળીએ પાળીએરે બહેની ' લીધી પ્રતિજ્ઞા પાળીએ
સ્વદેશી વ્રતને રક્ષીએ રે બહેની ' લીધી પ્રતિજ્ઞા પાળીએ

સુતરના તાર ગૂથી સ્વાધીનતા લાવીએ,
ચક્ર ધરી રેંટીયાનું દુનિયા ગજાવીએ,
મોહ માયા પરદેશીના ટાળીએ રે બહેની '

ફેશનના રંગઢંગ બાળી દૂર ભાગીએ,
ઇંદ્રજાળ વસ્ત્રનો સદૈવ લોભ ત્યાગીએ,
જીણા મલમલ કપડાને પહેરી લાજીએ રે બહેની ' ર.

શક્તિ આસુરી આત્મયોગે હઠાવીએ,
જગદંબા રૂપ ધરી દાનવો હરાવીએ,
વીર ભારત મૈયાને દિપાવીએ રે બહેની '

તપની સરિતાએ હિન્દને ન્હવાડીએ,
સ્નેહધર્મશાસ્ત્રના સૂત્રો પઢાવીએ,
નવયુગ ' નવચેતન રેલાવીએ રે બહેન

